# कलियुग–८.

દુનિયા અજબ બાઝાર હય કુછ જીન્સ હ્યાંકી સાથલે
નેકીકા બદલા નેક હૈ બદસે બદીકી બાતલે
મેવા ખીલા મેવા મિલે ફલફુલ દે ફલપાતલે
આરામ દે આરામ લે દુખ દર્દ દે આફાત લે
કલિયુગ નહીં કરયુગ હે હ્યાં દીનકો દે ઔ રાતલે
કયા ખુબ સોદા નકદ હૈ ઇસ હાથ દે ઇસ હાથલે ૧

કાંટો કિસિકો મત લગા ગો મિસ્લે ગુલ ફુલા હૈ તૂ
યહ હકમે તેરે તીર હય કિસ બાતપર ભુલા હૈ તૂ
મત આગમેં ડાલ ઔર કો ફીર ઘાંસકા પુલા હૈ તૂ
સુન રખ યહ નુકતા બેખબર કયા જાનકર ઘુલા હૈ તૂ
કલયુગ નહિં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે
કયા ખુબ સોદા નકદ હૈ ઇસ હાથ દે ઇસહાથલે. ૨

---

કલિયુગ. ૮

૧. આ દુનિયા તે એક અજબ બજાર જેવી છે જેમાં ભલાઈના બદલામાં ભલાઇ અને બુંડાઈના બદલામાં બુંડાઇ મળે છે. મેવો ખવરાવે તો તમને મેવો મળે છે અને ફળફુલથી ફળ ફુલ મળે છે. આરામથી આરામ અને દુખ દર્દથી દુખ દર્દ–વિપત્તિ મળે છે માટે આ કલિયુગ નથી પણ બે હાથનો યુગ છે તેમાં એવો સોદો છે કે આ હાથે દેવું અને આ હાથે લેવું.

૨. જો કોઇને કાંટો ભોંકીશ તો ગમે તો તું જો ખીલેલા પુષ્પ

શોખી શરારત મક્રોફ્ન સબકા બસેખા હૈ યહાં
જો જો દિખાવે ઔરકો વહ આપહી દેખે યહાં
ખોટી ખરી જો કુછ કિ હૈ તિનકા પરેખા હૈ યહાં
જો જો પઢા, તલતા હૈ દિલ તિલતિલકા લેખા હૈ યહાં
કલિયુગ નહિં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે
કયા ખુબ સોદા નકદ હૈ ઈસ હાથ દે ઇસ હાથલે. ૩

જો ઔરકી બસ્તી રખે ઉસ્કાભી બસ્તા હૈ પુરા,
જો આરકો મારે છુરી ઉસ્કોભી લગતા હૈ છુરા
જો ઔરકી તોડે ઘુડી ઉસ્કાભી ટૂટે હૈ ઘુરા
જો ઔરકી ચેતે બદી ઉસ્કાભી હોતા હૈ બુરા
કલિયુગ નહિં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે

---

૧૫ હર્ઈશ તો પણ તે કાંટાના બદલામાં તને તીર ભોંકાશે. કોઈને અગ્નિમાં નાંખીશ તો તું ઘાસના પુળાની માફક બળી ભસ્મિભુત થઈ જઈશ માટે બેદરકારી અને અજ્ઞાનવસ્થામાં રહી ના માકલાનાં આ નુકતા–પોઇન્ટ–ઉદ્દેશને મનમાં રાખ? કારણ કે આ કરયુગ છે આ હાથે દેવું અને આ હાથે લેવું.

૩. શોખીન વીવેકી સુજ્ઞ અને તનખે હાલ કંગાલ વીગેરે બ૦, ધાનો એકત્ર જમાવ આ સ્થળે છે. જે જે વસ્તુ તેઓ બીજાને દેખાડે છે તે અત્રે પોતેજ દેખે છે. ખરૂં ખોટું એ બન્નેની પરિક્ષા અહીં છે. જેવું જે કરે છે તેનું તલ તલનું લેખું અહીંજ લેવાવાનું છે. કારણ કે આ કલિયુગ નથી પણ કરયુગ છે; અર્થાત બે હાથનો યુગ છે જેમાં સોદો એવો કરવાનો છે કે આ હાથે દેવું ને આ હાથે લેવું.

ક્યા ખુબ સોદા નકદ હય ઇસ હાથદે ઇસ હાથલે. ૪
જો ઔરકો ફુલ દેવેગા વહભી સદા ફુલ પાવેગા
ગેહુંસે ગેહું જૌવસે જૌ ચાવલસે ચાવલ પાવેગા
જો આજ દેવેગા યહાં વૈસાહી વહ કલ પાવેગા
કલદેવેગા કલ પાવેગા કલ પાવૈગા કલ પાવેગા
કલિયુગ નહિં કરયુગહે હ્યાં દીનકો દે ઔર રાત લે
કયા ખુબ સોદા નકદ હૈ ઇસિહાથદે ઇસહાથ લે.
જો ચાહે લે ચલ ઇસઘડી, સબ જીન્સ હ્યાં તૈયારહે
આરામમેં આરામ હૈ આઝારમેં આઝાર હૈ
દુનિયા ન જાન ઇસ્કો મિંયા દરિયાકી યે મંજ ધાર હૈ
ઔરોંકા બેડા પારકર તેરાભી બેડા પાર હૈ
કલિયુગ નહિં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે

---

૪. જે અન્યની વસ્તિ રાખે છે તેનું મોટું પરં વસે છે. જે અન્યને છરી મારે છે તેને મોટો છરો વાગે છે; જે બીજાની ઘરી તોડે છે તેનો મોટો ઘોરો તુટે છે; અને જે બીજાનું ભુંડું ચાહે છે તેનું બુરૂં અર્થાત ભુંડું થાય છે. કારણકે આ કાલિયુગ નથી પણ કરયુગ છે જેમાં સોદો એવો છે કે જ્યાં આ હાથે દેવું અને આ હાથે લેવું.

૫. જે બીજાને ફુલો-પુષ્પો આપશે તેને સદા પુષ્પજ મળશે ઘઉં આપનાર ઘઉં મેળવશે જવ આપનારને જવ મળશે અને ચાવલ અર્થાત ચોખા આપશે તેને ચોખા મળશે. જે આજ અહીં આપશે તે કાલ ત્યાં લેશે કારણ કે આ કલિયુગ નથી પણ કરયુગ છે જેમાં સોદો એવો છે કે આ હાથે દેવું અને આ હાથે લેવું.

કયા ખુબ સોદા નકદ હૈ ઇસહાથદે ઇસહાથલે. ૬
તુ ઔરકી તારીફ કર તુજકો સનાખ્વાની મિલે
કર મુશકીલ આસાં ઔરકી તુજકો ભી આસાની મિલે
તુ ઔરકો મેહમાનકર તુજકો ભી મેહેમાની મિલે
રોટી ખિલા રોટી મિલે પાની પિલા પાની મિલે
કલિયુગ કહિં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે
કયા ખુબ સોદા નકદ હૈ ઇસ હાથદે ઇસ હાથલે. ૭
કર ચલજોકુછ કરના હો યહાં યહ દમતો કોઇ આન હૈ
નુકસાનમેં નુકસાનહૈ યહસાનમેં યહસાન હૈ

---

૬. જે જે વસ્તુની તારી ઇચ્છા હોય તે લઇ લે ? બધી વસ્તુ-ઓ તારે માટે અહીં તૈયાર છે. આરામ કોઇને આપે તો આરામ લે ? અર્થાત વિશ્રાંતિ–નિવૃત્તિ લે અને આઝાર અર્થાત ઉપાધી આપે તો ઉપાધી લે. દુનિયા તો એક દરિયાની નૌકા–વહાણ–નાવ છે કે બી-જાને પાર ઉતારવાથી તું પણ પાર પોહોચી જઇશ કારણ કે કલિયુગ છે જેમાં એવો સોદો નગદ છે કે આ હાથે દેવું ને આ હાથે લેવું.

૭ તું બીજાઓની સ્તુતિ કરીશ તો તારી પણ લોક સ્તુતિ કરશે અને કિર્તિ વધશે. કોઈની આશા સફળ કરીશ તો તને પણ દરેક આશામાં સાફલ્યતા પ્રાપ્ત થશે. બીજાઓની પરોણાગત કરી પરોણા કરી રાખીશ તો તારી પણ પ્રભુના દરબારમાં પરોણાગત થશે રોટલો ખવરાવીશ તો રોટલો મળશે. અને પાણી પાઇશનો પાણી મળશે કારણ કે આ કલિયુગ નથી પણ કરયુગ છે. બે હાથનો યુગ છે જેમાં નગદ સોદો એવો છે કે આ હાથે દેવું અને આ હાથે લેવું.

તુહમત, મૈં યહાં તુહમત લગી તુફાનમેં તુફાન હૈ
રહીમાનકો રહીમાન હૈ શૈતાનકો શૈતાન હૈ
કલયુગ નહિં કરયુગ હૈ હ્યાં દિનકો દે ઔરાતલે
કેયા ખુબ સૌદા નકદ હૈ ઇસ હાથદે ઇસહાથલે. ૮
યહાં ઝહર દે તુ ઝહરલે શક્કર મેં શક્કર દેખલે
નેકોં કો નેકીકા મઝા મુજીકો ટક્કર દેખલે
મોતી દીયે મોતી મિલે પથ્થરમેં પથ્થર દેખલે
ગર તુજકો યહ બાવર નહિં તો તુભી કરકે દેખલે
કલયુગ નહીં કરયુગ હૈ હ્યાં દીનકો દે ઔર રાતલે
કયા ખુબ સૌદા નકદ હૈ ઇસહાથદે ઇસહાથલે. ૯

---

૮. જે કરવું હોય તે અહીયાજ કરી લે કારણ કે દેહતો ક્ષણ ભંગુર છે. જો કોઇને નુકશાન કરીશ તો નુકશાન પામીશ અને કોઇ ને ઉપકાર કરીશતો તારા ઉપર કોઇ ઉપકાર કરશે. અહીં કોઇના ઉપર જો આળ ચડાવીશ તો તારાપર પણ તોહમત આવશે અને કોઇની સાથે તોફાન કરીશ તો તારી સાથે કોઇ તોફાન કરશે; શ્રદ્ધા રાખીશ તો તારામાં શ્રદ્ધા કોઇ રાખશે અને કોઇની જોડે શયતાન-હરામી બનીશ તો તારી જોડે અન્ય પણ હરામી થશે કારણ કે આ કલિયુગ નથી કરયુગ છે જેમાં સોદો નગદ છે ઉધાર નથી એ-ટલે કે આ હાથે દેવું ને આ હાથે લેવું.

૯. અહીં કોઇને ઝેર દઇશ તો તને ઝેર મળશે. કોઇને સાકર આપીશતો સાકર મળશે. પ્રમાણીકપણાથી અન્ય જોડે વર્તિશ તો તેઓ પણ તારે પ્રતે પ્રમાણીક રેહશે અને મુજી કૃપણ કે મખ્ખી-

અપને નફાકે વાસ્તે મતગૈરકા નુકસાન કર
તેરાભી નુકસાં હોવેગા ઇસ બાતપર તુ ધ્યાંન કર
ખાના જો ખાતુ દેખકર પાની પિયાકર છાનકર
યહાં પાંવકો રખ ચેક કર ઔ ખૈ ફસે ગુજરાનકર
કલયુગ નહીં કરયુગ હૈ યાં દીનકો દે ઔર રાતલે
કયા ખુબ સોદા નકદ હૈ ઇસ હાથ દે ઇસ હાથ લે. ૧૦

ગફલતકી યે જગેહ નહિં યહાં સાહિબે ઇદરાક રહે
દિલશાદ રખ દિલશાદરહ ગમનાક રખ ગમનાક રહે
હરહાલમેં તુંભી નઝીર અબ હર કદમકી ખાક રહે
યહ વહ મકાં હય અયે મિંયા યહાં પાક રહે બેબાકરહે

---

ગુસ રહીશતો ટક્કર-ધક્કો વાગશે, મોતી આપેથી મોતી પામીશ અને પથ્થર દઇશ તો પથ્થર પામીશ. જો આ વાતની ખાતરી થતી ન હોય તો કરી જો એટલે અનુભવ થશે. કારણકે કલિયુગ નથી પણ આતો કરયુગ છે જેમાં નગદ સોદો કરવાનો છે આ હાથે દેવું ને આ હાથે લેવું.

૧૦. પોતાને લાભ કરવાની ખાતર બીજાને નુકશાન કરીશ નહિ. તેમ કરવાથી તારૂં નુકશાન થશે એ વાત બરાબર ધ્યાનમાં રાખજે? ખાવાનું જે ખાય તે જોઇ જોઇને ખાજે? અને પાણી, પીયે તે બરાબર ગાળી ગાળીને પીજે? જે જે પગલું ભરે તે તે જોઇ જોઇ બ્હી બ્હીને ભરજે? અને ગુજરાન કરે તે ઇશ્વરથી ડરીને કરજે? કારણ કે આ કલિયુગ છે; સોદો ઉધાર નથી નગદ કરવાનો છે આ હાથે દેવું અને આ હાથે લેવું.

કલયુગ નહિં કરયુગ હે યાં દિનકો દે ઔર રાત લે
કયા ખુબ સોદા નકદ હય ઈસહાથદે ઈસહાથલે. ૧૧

# पयसा–९

પૈસેહી કા 'અમીર કે દીલમે' ખિયાલ હૈ
પૈસેહી કા ફકીર ભી કરતા સવાલ હૈ
પૈસા હૈ ફોજ પૈસાહી જાહો જલાલ હૈ
પૈસાહીકા તમામ યહ દંગો દવાલ હૈ
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હૈ
પૈસા ન હો તો આદમી ચરખેકા માલ હૈ ૧

---

૧૧. આ જગત તે ગફલત કે ભુલખાવાનું સ્થળ નથી. આ દુનિયા તો એક પરમેશ્વરનું ન્યાય મંદીર છે તે એવું છે કે જ્યાં ન્યાય છે અર્થાત સામાનું અંતર રાજી રાખીશ તો તું પણ રાજી રહીશ. કોઇને દુભાવીશ તો તું પણ દુભાઇશ; નઝીર કવિ કહે છે કે દરેક સ્થિતિમાં બધાના ચરણની રજ થઇને નિરભિમાની થઇને રેહેજે કારણ કે આ એ મકાન છે કે જેમાં પવિત્ર રહીશતોજ નિર્ભય થઇશ જ્યાં કરયુગ છે સોદો ઉધાર નથી પણ નગદ છે એટલે કે આ હાથે દેવું અને આ હાથે લેવું.

પૈસો—૯.

૧. મોટા શ્રીમંતના અંતઃકરણમાં પણ પૈસાનોજ ખ્યાલ છે. અને ફકીર સાધુ વીગેરે ભેખધારીઓ પણ પૈસાનોજ સવાલ નાંખે છે. પૈસો ફોજ–લશકર છે અને પૈસાનીજ સઘળી જાહો જલાલી છે.

પૈસા ન હોતો ખાગોં કુયે ફિર કહાંસે હો;
ખાનેકો પુરી ઔર પુંયે ફિર કહાંસે હો;
અએશો તરબ કે નકકે હુયે ફિર કહાંસે હો;
હલુઆ કચોરી માલપુયે ફિર કહાંસે હો;
પૈસા હે રંગરૂપ પૈસાહી માલ હય
પૈસા ન હો તો આદમી ચરખેકા માલ હય ૨

રૌનક બહાર હોતી હે પૈસેસે સબ હસૂલ
ઔર જેન હોવે ચહેરેપેં ઉડતી હે ખાક ધુલ
પૈસેસે આદમી હય જહાં બીચ મર્દ મૂલે
પૈસેસે લોક કરતે હે અર્જીલકો. ભી કબૂલ
પૈસા હે રંગ રૂપ પૈસાહી માલ હય
પૈસાન હોતો આદમી ચરખેકા માલ હય. ૩

---

આ બધા ઝઘડા અને કજીયા પૈસાના છે પૈસો રંગ છે પૈસો રૂપ છે અને પૈસો એજ માલ છે. માટે પૈસો ન હોય તો મનુષ્ય માલ વગરનો સમજવો.

જોરે ચમન બહાર હય પૈસે કે ઝોરસે
ગહને ઝુસ્માકાર હય પૈસેકે ઝોરસે
ખુશબુકે પુલોહાર હય પૈસેકે ઝોરસે
સબ અએશ ઓ નિગાર હય પૈસેકે ઝોરસે
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હય
પૈસા ન હોતો આદમી ચરખેકા માલ હય. ૪

પૈસાહી બસ બનાતા હે ઇન્સાકી બાતકો
પૈસાહી ઝેબ દેતા હે બ્યાહો બરાતકો
ભાઇ સગાભી આનકે પૂછે ન બાતકો
બિન પૈસે યારો દુલ્હ બને આધીરાતકો
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હય.

---

ઉડતી નથી. પૈસાથીજ આ જગતમાં મનુષ્ય તે માણસ કહેવાય છે. અને તેનું મરદના જેવું સુલ થાય છે ન્હાય તો પછી ગમે તેવો અવગુણવાળો હોય તો પણ પૈસાથી લોક તેને કબુલ કરે છે. માટે પૈસો રંગ છે. પૈસો રૂપ છે અને પૈસોજ માલ છે પૈસો ન હોયતો માણસ નમાલો છે અર્થાત નકામો છે.

૪. પૈસાના જોરથી બધા સ્ત્રી પુરૂષોના જોડાં આનંદ ભોગવે છે. પૈસાના જોરથી અમુલ્ય વસ્ત્રો આભૂષણો અને ઘરેણાં બનેછે. પૈસાના જોરથી ખુશબોદાર-સુવાસિત પુષ્પોના હારો પહેરી શકાય છે. અને બધી મોજ મજા, સુખ વૈભવ ઇત્યાદી સર્વ સંપતિ પૈસાના જોરથી મળે છે. માટે પૈસો એજ રંગ રૂપ છે અને પૈસોજ માલ છે પૈસો ન હોયતો માણસ નકામો છે.

પૈસા ન હોતો બાગોં કુયે ફિર કહાંસે હો;
ખાનેકો પુરી ઔર પુ'યે ફિર કહાંસે હો;
અએશો તરબ કે નકકે દુયે ફિર કહાંસે હો;
હલુઆ કચોરી માલપુયે ફિર કહાંસે હો;
પૈસા હે રંગરૂપ પેસાહી માલ હય
પૈસા ન હો તો આદમી ચરખેકા માલ હય ૨

રૌનક બહાર હોતી હે પેસેસે સબ હસૂલ
ઔર જોન હોવે ચહેરેપે' ઉડતી હે ખાક ધલ
પેસેસે આદમી હય જહાં બીચ મર્દ મૂલ
પેસેસે લોક કરતે હે અર્ઝલકો ભી કબૂલ
પેસા હે રંગ રૂપ પેસાહી માલ હય
પેસાન હોતો આદમી ચરખેકા માલ હય. ૩

---

આ બધા ઝઘડા અને કજીયા પૈસાના છે. પૈસો રંગ છે પૈસો રૂપ છે અને પૈસો એજ માલ છે. માટે પૈસો ન હોય તો મનુષ્ય માલ વગરનો સમજવો.

૨. પૈસો ન હોય તો બાગ બગીચા અને કુવા શેના હોય? પૈસાવીના ખાવા માટે પુરી અને પુવા કયાંથી બને? મોજમજા વીગેરે પૈસા વગર કયાંથી મળે? હલવો કચોરી માલપુવા પૈસા વગર, કયાંથી બને? માટે પૈસો રંગ છે. પૈસો રૂપ છે અને પૈસોજ માલ છે. પૈસો ન હોય તો મનુષ્ય માલ વગરનો છે અર્થાત નકામો છે.

૩. પૈસાથી બધી ચેહેરાપર રોનક અર્થાત તેજ આવે છે અને બધી ઉમેદ ફલિભૂત થાય છે. પૈસો ન હોય તો મ્હોં ઉપર ધુળ પણ

જોડે ચમન બહાર હય પૈસે કે ઝોરસે
ગહને સુરમાકાર હય પૈસેકે ઝોરસે
ખુશબુકે પુલોહાર હય પૈસેકે ઝોરસે
સબ અએશ ઓ નિગાર હય પૈસેકે ઝોરસે
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હય
પૈસા ન હોતો આદમી ચરખેકા માલ હય. ૪

પૈસાહી બસ બનાતા હે ઇન્સાકી બાતકો
પૈસાહી ઝેગ દેતા હે બ્યાહો બરાતકો
ભાઇ સગાભી આનકે પૂછે ન બાતકો
બિન પૈસે યારો દુલ્હ બને આધીરાતકો
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હય.

---

ઉડતી નથી. પૈસાથીજ આ જગતમાં મનુષ્ય તે માણુસ કહેવાય છે. અને તેનું મરદના જેવું મુલ થાય છે જ્હાય તો પછી ગમે તેવો અવગુણવાળો હોય તો પણ પૈસાથી લોક તેને કબુલ કરે છે. માટે પૈસો રંગ છે. પૈસો રૂપ છે અને પૈસોજ માલ છે પૈસો ન હોયતો માણુસ નમાલો છે અર્થાત નકામો છે.

૪. પૈસાના જોરથી બધા સ્રી પુરૂષોના જોડાં આનંદ ભોગવે છે. પૈસાના જોરથી અમુલ્ય વસ્ત્રો આભૂષણો અને ઘરેણાં બનેછે. પૈસાના જોરથી ખુશબોદાર-સુવાસિત પુષ્પોના હારો પહેરી શકાય છે. અને બધી મોજ મજા, સુખ વૈભવ ઇત્યાદી સર્વ સંપતિ પૈસાના જોરથી મળે છે. માટે પૈસો એજ રંગ રૂપ છે અને પૈસોજ માલ છે પૈસો ન હોયતો માણુસ નકામો છે.

પૈસા ન હો તો આદમી ચરખેકા માલ હય. ૫

પૈસેને જીસ મકાંમેં બિછાયા હૈ અપના જાલ
ફસતે હૈ ઉસ મકાંમેં ફરિશ્તોં કે પર વ બાલ
પૈસે કે આગે કયા હૈ યહ મહબુબ ખુશ જમાલ
પૈસા પરીકો લાયે પરિસ્તાનસે નિકાલ
પૈસા હય રંગરૂપ પૈસા હી માલ હય
પૈસા ન હો તો આદમી ચરખેકા માલ હય. ૬

તેગોસિપર ઉઠાતે હૈ પૈસે કે વાસ્તે
તીરો સના લગાતે હૈ પૈસેકે વાસ્તે
મેંહાંમેં ઝખમ ખાતે હૈ પૈસેકે વાસ્તે
યહાં તક કે સર કટાતે હૈ પૈસેકે વાસ્તે
પૈસા હૈ રંગરૂપ પૈસાહી માલ હય

---

૫. પૈસોજ માણસની સર્વ વાતો ફલિભૂત કરે છે. પૈસાથીજ વીવાહે અને વરઘોડામાં ગજવું સેહ પુરે છે સગો ભાઇ હોય તે પણ પૈસો હોય તો આવીને વાત પુછે છે. વગર પૈસાના વર વહુના જોડાં અડધી રાત્રે તુટી જાય છે. માટે પૈસો રંગરૂપ છે, પૈસોજ માલ છે પૈસો ન હોયતો માણસ માલ વીનાનો ગણાય છે.

૬ પૈસાએ જે મકાનમાં પોતાની જાળ પાથરી છે ત્યાં દેવો પણ આવીને હાજર રહે છે. સોભાય છે. પૈસા આગળ પરમેશ્વર પણ આધીન રહે છે અને પૈસો રંગરૂપ છે. પૈસોજ માલ છે. પૈસો ન હોયતો આદમી નકામો છે.

પૈસા ન હોતો આદમી ચરખેકા માલ હય. ૭

આલમમેં ખૈર કરતે હૈ પૈસેકે ઝોરસે
ખુનિયાદ દેર કરતે હૈ પૈસેકે ઝોરસે
દોઝખમેં કબ્ર કરતે હૈ પૈસેકે ઝોરસે
જીન્નતકી સૈર કરતે હૈ પૈસેકે ઝોરસે
પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હય
પૈસા ન હોતો આદમી ચરખેકા માલ હૈ ૮

દુનિયામેં દિનદાર કહાતાભી નામ હૈ
પૈસા જહાં કે બીચ વહ કાયમ મુકામ હૈ
પૈસાહી જીસ્મો જાન હૈ પૈસાહી કામ હૈ
પૈસાહીકા નઝીર યહ આદમ ગુલામ હૈ

---

૭ શરીર ઉપર બખ્તર તેગ ઇત્યાદિનો બોજો ઉઠાવનારા તે પૈસાની ખાતર ઉઠાવે છે. તીરંદાજો તીર મારે છે તે પૈસાને માટે, રણ સંગ્રામમાં શુરવીરો ઘાયલ થાય છે તે પૈસાને વાસ્તે, અને શીર કપાવે છે તે પણ પૈસાને વાસ્તે માટે પૈસો રંગરૂપ પૈસોજ માલ છે. પૈસો ન હોય તો આદમી આ જગતમાં માલ વગરનો ગણાય છે

૮. દુનિયામાં પૈસાના જોરથી વેર બાંધે છે અને સજ્જન પણ પૈસાના જોરથી વાર કરે છે પૈસાના જોરથી નર્કમા પણ ઘર કરે છે અને પૈસાના જોરથી વૈકુંઠ સ્વર્ગની પણ સહેલ કરે છે માટે પૈસો રંગ રૂપ છે. પૈસોજ માલ છે. પૈસો ન હોય તો માણસ માલ વગરનો છે

પૈસા હય રંગરૂપ પૈસાહી માલ હૈ,
પૈસા ન હોતો આદમી ચરખેકા માલ હૈ ૯

---

# पयसकी आमदानी—१०.

નકશ્ યહાં જીસકે મિંયા હાથ લગા પૈસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા
ઘરભી પાકીઝ ઇમારત સે બના પૈસેકા
ખાના આરામ સેં ખાનેકો મિલા પૈસેકા
કપડા તનકા ભી મિલા ઝેબ દેઆ પૈસકા
ઉસને તૈયાર હર ઇક ઠાઠ કિયા પૈસેકા ૧

---

૯. પૈસાથી દુનિયામાં પરદુઃખ ભંજનનું નામ મળે છે દુનિયામાં પૈસો એજ મુખ્ય છે. પૈસો પ્રાણ સમાન છે અને બધુ કામ પૈસાથીજ બને છે. નઝીર કહે છે મનુષ્ય પૈસાનું ગુલામ બની રહે છે માટે પૈસોજ રંગ રૂપ અને પૈસોજ માલ છે. પૈસો ન હોય તો માણસ માલ વગરનો-છે.

---

### પૈસાની આવક. ૧૦

૧. જગતમાં આવીને જેને પૈસો પેદા કરવાનો નકશો હાથ લાગ્યો તે બધો ઠાઠ કરી શકે છે. પોતાને રહેવાનું મકાન પણ પાકું બંધાવે છે અને ભોજન પણ આરામથી જમે છે શરીર પર વસ્ત્ર પણ પૈસાથી અમુલ્ય પહેરે છે એમ પૈસાથી સઘળો ઠાઠ બને છે.

જબ હુવા પૈસેકા અયે દોસ્તો આકર સંયોગ
અશરતેં પાસ હુઇ દૂર હુયે મનકે રોગ
ખાયે જબ માલપુયે દૂધ દહીં મોહન ભોગ
દિલકો આનંદ હુયે ભાગ ગયે રોગ ઔ દોગ
ઐસી ખુબી હય જહાં આના હુવા પયસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા ૨

સાથ ઇક દોસ્તકે યકદિન જોમૈં ગુલશનમેં ગયા
વહાં સરો ઔ સમનો લાલ વ ગુલકો દેખા
પુછા ઉસ્સેકી યહ હૈ બાગ બતાઓ કિસકા
ઉસને તબ ગુલકી તરહ હંસદિયા ઔ મુજસે કહા
મેહરબાં મુઝસે યહ તુમ પુછો કયા પૈસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા ૩

---

૨. જ્યારે પૈસાનો સંયોગ થાય છે. એટલે પૈસા જ્યારે મળે છે ત્યારે અંદર બહાર સર્વત્ર સુખ દેખાય છે અને મનનો રોગ જતો રહે છે. માલપુવા દુધ દહીં મોહન ભોગ વીગેરે સર્વ મળે છે અને રોગ દોગ જતા રહી ચિતમાં આનંદ રહે છે પૈસા જ્યાં પાસે આવે છે ત્યારે એવી ખુબી કરે છે અને બધા ઠાઠ કરી શકાય છે.

૩ નઝીર કહે છે કે એક દીવસ એક મારા મિત્ર જોડે તેના બગીચામાં ગયો ત્યાં અનેક પ્રકારના સુવાસિત પુષ્પો મેં જોયા જેથી મેં તે મારા મિત્રને પુછ્યું કે "ભાઇ કહો આ બાગ કોનો છે?" ત્યારે તેણે હ ને જવાબ દીધો કે "ભાઇ આ બધું પૈસાનું છે એમાં તમે શું પુછો છો" આ બધો ઠાઠ પૈસાથી થઇ શકે છે.

યહતો કયા ઔર બડે ઇસ્મેં હય જો બાગો ચમન
ખિલ રહે હૈ કયારિયોંમેં નર્ગિસોન સરીં સમન
હોઝ ફોઆરે હૈ બંગલોંમેંભી પરદે ચીલવન
જા બજા કુમરી ઔ બુલબુલકી સદા શોર અફગન
વહાંભી દેખાતો ફક્ત શુલહૈ ખિલા પૈસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા ૪

આયા ઇસ્મેંલિયે એક શખ્સ સુરસ્મા પિંજરા
લાલ દસ્તાર અંગરખા ઔ દુપટ્ટા થા હરા
ઉસમેં ઇક બૈઠી વહ મીના કિ હો બુલબુલભીફિદાં
મૈંને પુછા યહ તુમારા હૈ રહા વહ ચુપકા
નિકલી મિન્કારસે મીના કે સદા પૈસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા ૫

---

૪. પેલા મિત્રે કહ્યું કે "આ પુષ્પો તો શું પણ એનાથી આ બગીચામાં ઉત્તમ પુષ્પો છે કે જે કયારિઓમાં ખીલી રહ્યાં છે. હોઝ ફુઆરા અને બંગલામાં પણ ઝરીના પડદા છે. કોયલ અને બુલબુલોના કલરવ આનંદ પમાડે છે પણ એ બધું શાનું છે પૈસાનું અને આ સઘળો ઠાઠ પૈસાનો ઉભો થયો છે.

૫. એક પુરૂષ શરીરે દુપટ્ટો અંગરખુ અને લાલ સુરવાળ પે.. હેરી હાથમાં મેનાનું પાંજરૂં લઇ આવ્યો તેં મેના બુલબુલ ઉપર આશક થયેલી જેતે મેં પુછ્યું કે આ તારૂં બુલબુલ કેમ ચુપ થઈ ગયુ છે એટલે મેનાએ જવાબ દીધો કે બોલવું ચાલવું એ બધું પૈ સાનું છે. એ બધો ઠાઠ પૈસાથી છે.

વહાંસે નીકલા તો મકાં એક નઝર આયા એસા
ફેરા દિવારોંસે ચમકે થા પડા આએ તિલા
સીમ ચુનેકી જગહ ઉસમેં થા ઈંટોમેં લગા
વાહવા કરકે કહા મૈંને યહ હૈગા કિસકા
અકલને તબસુઝે ચુપકીસે કહા પૈસેકા
ઉસને તૈયાર હરઈક ઠાઠ કિયા પૈસેકા ૬

અટકા આશિક સેજો માશુક હે કોઇ હટકાભરા
ઔાર વહ મિન્નતસે નહિંહોતા હે સુખ ઉસ્સેઝરા
કયા મિકૃત પૈસેમેં હે લોક જ્યોંહી આગે ધરા
દિલ અગર સંગસેભી ઉસકા ઝીયાદા થા કરરા
મોમસા હો ગયા ઝટ દેખ શકલ પૈસેકા
ઉસને તૈયાર હરઈક ઠાઠ કિયા પૈસેકા ૭

---

૬. પછી તે બાગમાંથી નીકળ્યો ત્યાં એક ભવ્ય મકાન મજબુત કમાડ અને દીવાલવાળું નજરે પડયું ચુના અને ઇંટથી તે મજબુત બનાવ્યું હતું જેથી મેં વાહવા કહી તે કોણે બનાવ્યું છે તે મેં પુછ્યું ત્યારે મારી અકકલેજ મને જવાબ દીધો કે એ બધું પૈસાથી થયું છે અને એ બધો ઠાઠ પૈસાનો છે

૭. કોઇ નાશુક હઠ કરીને આશકની પાસે જતાં અટકયો અને કોઇ પણ વાતે તે માનતો નથી કે ખુશી થતો નથી. પણ જ્યાં તેની આગળ પૈસો ધર્યો ત્યારે જોકે તેનું હૃદય પથ્થર કરતાં પણ ઘણું કઠણ હતું છતાં પણ મીણ જેવું બની ગયું માટે આ સઘળો ઠાઠ પૈસાથી ઉભો થયો છે.

દામમેં દામકે યારો જો મેરા દિલ હય અસીર
ઇસલિયે હોતી હૈ યહ મેરી ઝુબાં સે તકરીર
જીભીખુશ રહતા હૈ ઔ દિલભીબહુત ઐશપઝીર
જીસ કદર હો સકા મૈંને કિયા તહરીર નઝીર
વરફ આગેમેં લિખું નાબ દુજા પૈસેકા
ઉસને તૈયાર હરઇક ઠાઠ કિયા પૈસેકા ૮

## आबरु और तन्दुरस्ती---११.

હૈ મર્દ અબ વહી કી જીન્હોંકા હૈ ફન દુરૂસ્ત
હુર્મત ઉન્હીકે વાસ્તે જીનકા ચલન દુરૂસ્ત
રહતા નહિં કિસિકા સદા માલ ધન દુરૂસ્ત

૮. નઝીર કહે છે કે પૈસાથી ભલભલા પીગળી જાય છે પૈસો લડવાડ કરાવે છે અને પૈસો પાસે હોય છે તો જીવ ખુશ રહે છે અને દીલ પણ ઉદાર રહે છે. માટે પૈસાનું હું શું શું વર્ણન કરૂં તાત્પર્યમાં પૈસાથીજ સર્વ ઠાઠ થાય છે.

### આબરૂ અને તન્દુરસ્તી.

૧. આ દુનિયામાં તેજ ખરો વિરલ-મર્દ પુરૂષ છે કે જેના ફંદ અર્થાત જેની કરણી દુરસ્ત કહેતાં વખાંણવા લાયક છે. આ દુનિયામાં વૈભવ સુખ તેજ પુરૂષને માટે છે કે જેનું ચલણ-વર્તન યોગ્ય અને ઉત્તમ છે. પણ આ દુનિયામાં કોઇના ધનમાલ દુરસ્ત અર્થાત જેવાને તેવા બરાબર હમેશાં નથી રહ્યા કે બાગ બગીચા સ-

દૌલત રહી કીસિકી ન બાગો ચમન દુરૂસ્ત
જીતને સખુન હે સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તન્દુરૂસ્ત ૧

દુનિયાંમેં અબ ઉન્હીં કે તંઇ કહીયે પાદશાહ
જીનકે બદન દુરૂસ્ત હે દિન રાત સાલો માહ
જીસપાસ તનદુરૂસ્તી વ હુર્મતકી હો સિપાહ
ઐસી ફિર ઔર કોનસી દોલતહૈ વાહ વાહ
જીતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત ૨

ગો ઘરમેં અપને રાતોદિન હશ્મત પનાહી હૈ
બિન તન્દુરૂસ્તિ સબ વહુ ખરાબી તબાહી હૈ
યહુ તનદુરૂસ્તી યારો બડી પાદશાહી હૈ
સચ પુછીયે તો ઐન યહ ફ્ઝલે ઈલાહી હૈ

---

ઘણી દોલત એમને એમ દુરસ્ત અર્થાત બરાબર હમેશાં રહી નથી માત્ર સર્વ બોલમાં બોલ એટલોજ બોલવા જેવો છે કે ઇશ્વર સર્વને આબરૂ અને તંદુરસ્તીથી રાખે.

૨. જગતમા નરાધીશ પાદશાહ તે કહેવાય કે જેની શરિર સંપનિ નિરંતર સ રી હોય છે. જેની પાસે શરીરસંપતિ છે, તેને પછી એથી અધિક બીજી કઇ સારી દોલત મેળવવાની હતી? કોઇજ નહીં. માટે બોલમાં બોલ એજ કહેવો યોગ્ય છે કે ઇશ્વર સર્વને આબરૂ અને તંદુરસ્તીથી રાખે.

જીતને સબુન હૈ સબમે' યહી હૈ સબુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત ° ૩
ગર દૌલતોંમે ઉસકા ભરા, હય તમામ ઘર
બીમાર હે તો ખાકસે બદ્દતર હૈ સબ વહ ઝર
હો તન્દુરૂસ્ત ગરચે વહ મુફ્લીસ હો સર બસર
ફિર ન કિસિકા ખૌફ ન હરગિઝ કિસિકા ડર
જીતને સબુન હૈ સબમે' યહી હૈ સબુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત ૪
આજિઝહો યા ફકિર હો પર તનદુરૂસ્ત હો
બેઝર હો યા અમીર હો પર તનદુરૂસ્ત હો

---

૩. જો કે આપણા ઘરમાં દરેકવાતે સુખ વૈભવ ઐશ્વર્યાદિ હોય છે તોપણ તનદુરસ્તી–શરીર આરોગ્યના વગર એ બધું મનથી અકારૂં અને ઉપાધીરૂપ લાગે છે માટે તંદુરસ્તી એજ પ્રાણી માત્રને મોટામાં મોટી દોલત અને મોટામાં મોટી પાદશાહી છે, અને પરમાત્માના ખાસ અનુગ્રહ પાત્ર પ્રાણીઓનેજ તે તન્દુરસ્તી રૂપ દોલત પ્રાપ્ત થાય છે. માટે બોલમા બોલ એટલોજ વ્યાજબીકે પરમાત્મા પ્રાણીમાત્રને આબરૂ અને તનદુરસ્તીથી રાખે.

૪. જો કે દોલતોથી તેનું આખું ઘર ભર્યું હોય પણ માંદગીમાં તે દોલત ધુળથીએ નજીરી અને ખરાબ લાગે છે. ગરીબ હોય પણ તંદુરસ્ત હોય તો કોઇનો તેને ભય કે કોઇની બીક રહેતી નથી. માટે બોલમાં બોલ કહેવાનો એજ કે ઇશ્વર સર્વને આબરૂ અને તંદુરસ્તીથી રાખે.

• કૈદી હો યા અસીર હો પર તનદુરૂસ્ત હો
મુફ્લીસ હો યા ગદાહો પર તનદુરૂસ્ત હો
જીતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત 5

હો તનદુરૂસ્તી ઔ મિલે હુરમતસે રોટીયાં
ઐસી ફિર ઔર કૌનસી દૌલત હૈ અબ યહાં
ઇસમેં તમામ ખત્મ હૈ આલમકી ખુબીયાં
કિસ્મતસે દોનોં મિલતિ હૈ ઈન્સાંકો અયે મિંયા
જીતને સખુન હૈ સબમેં યહી હય સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તન્દુરૂસ્ત. ૬

પરવા નહિં અગર ચે લિખા યા પઢા ન હો

---

૫. સ્નેહી હોય વા ફકિર હોય પણ તદુરસ્ત હોય. નિર્ધન હોય વા અમીર હોય પણ તંદુરસ્ત હોય બંદીવાન-કેદી હોય વા ખાનદાન હોય પણ તંદુરસ્ત હોય કંગાલ હોય વા ગુલામ જેવો હોય તોપણ તંદુસ્ત હોય. માટે બોલમાં બોલ એટલોજ કહેવાનો કે પ્રભુ સર્વને આબરૂ અને તંદુરસ્તીથી રાખે.

• ૬. તંદુરસ્તી હોયનો વૈભવની સાથે ભોજન મળે પછી તેનાથી બીજી કઇ દોલત અહીંયાં રહેલી છે? આખા વિશ્વની તમામ ખુબીઓ તંદુરસ્ની આગળ ખતમ-લય થઇ જાય છે; અને તે સદ્ભાગ્યેજ મનુષ્યને પ્રાપ્ત થાય છે. સર્વ બોલમાં બોલ એજ વ્યાજબી છે કે ઇશ્વર સર્વને તંદુરસ્તીથી અને આબરૂથી રાખે.

મુહતાજ હક સિવા યહ કિસિ ઔરકા ન હો
હુસ્નો જમાલો ઇલ્મો હુનર ગો મિલા ન હો
ઇક તનદુરૂસ્તિ ચાહિયે કુછ હોવે યા ન હો
જીતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત ૭

બીમાર ગર્ચ લાખ તરહસેં હો પાદશાહ
તો ઉસકો જાનીયે કી ગદામેં ભી હૈ તબાહ
હમતો ઉસિકો શાહ કહે ઔં જહાંપનાહ
અબ જીસકા તનદુરૂસ્તહો હુર્મતમેં હો નિબાહ
જીતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસેં રખે ઔર તનદુરૂસ્ત ૮

---

૭ જો કદી ભણ્યો ગણ્યો ન હોયનો તેની હરકત નથી તેનામાં રૂપ, રંગ, તેજ, હુન્નર વા કારિગીરી ન હોય, વા તેનાથી કંઇ ખર્ચ ચ્રકે તેમ હોય વા ન હોય, તોપણ એક તનદુરસ્તી હેયનો બસ છે માટે સર્વ બોલમાં બોલ એજ વ્યાજબી છે કે ઇશ્વર સર્વને તનદુરસ્તીથી અને આબરૂથી રાખે.

૮ લાખો રીતે ગમેનો મોટો પાદશાહ કહેવાનો હોય પણ જો શરીરે સાજો ન હોયનો ગુલામથી પણ અધિક હેરાન અને ખારાબ થએલો સમજવો. નઝીર કહે છે કે હુંતો એનેજ શાહ અને જહાંપનાહ શાહોનો શાહ કહુંછું, કે જેનું શરીર દુરસ્ત અર્થાત નિરોગી છે. માટે બોલમાં બોલ એટલોજ કે પરમેશ્વર સર્વને તનદુરસ્તીથી [illegible] રાખે

હો ગર્ચે લાખ દૌલતે બીમારકે કને
ઓ ન્યામતોં કે ઢેર લગે હો બને ઠને
બહેતર હે મુફ્લીસી કે ચિંયા ચાબને ચને
જો તનદુરસ્ત હે વહી હ્ક્હા હે ઓ બને
જીતને સખુન હે સબમેં યહી હૈ સખુન દુરસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઓર તનદુરસ્ત ૯

જબ તનદુરસ્તોં કી રહે દિલમેં બસ્તિયાં
ફિર ગો તરહકે અયેશ હે ઓ મે પરસ્તિયાં
ખાનેકો હોવે ન્યામતેં યા ફાકા મસ્તિયાં
સબ અયેશ ઓ મઝે હૈ જો હોં તનદુરસ્તીયાં
જીતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઓર તનદુરસ્ત ૧૦

---

૯. કોઇ રોગી મનુષ્યની પાસે લાખોની દોલત હોય અને ઉત્તમ વસ્તુઓના તેની પાસે મોટા ઢગલા પડયા હોય પણ તેનાથી એક કંગાલ ચણાનો ચાવનારો તનદુરસ્ત નિરોગી મનુષ્ય સુખી છે. તેજ સર્વોપરિ અને બનેલોઠણેલો જાણવો. માટે બોલમાં બોલ એટલોજ કે પરમેશ્વર સર્વને તનદુરસ્તીથી અને આબરૂથી રાખે.

૧૦ તનદુરસ્ત પુરૂષોને દીલમાં જે વિચાર થાય છે તે તરત સફળ થાય છે. તેને સેંકડો પ્રકારના વૈભવ ઇત્યાદી પ્રાપ્ત થાય છે. ખાવા માટે ઉત્તમ વસ્તુઓ મળે છે, વા ફાકા અર્થાત ઉપવાસ કરવા પડે છે, કિંવા રાત દિવસ મસ્ત રહે છે તે બધુ શાનુ? તનદુરસ્તીનું.

ચાહા જો દિલ નશેકોતો ફોરન મંગાલિયા
મહબુબ દિલબરોકો ગલેસેં લગાલિયા
મ.ગા જો જીને ઉસ્કો ખુશીસે ઉડા લિયા
જો મિલ ગયા સો પિ લીયા ચાહા મો ખા લિયા
જીતને સખુન હે સબમેં યહી હૈ સુખન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તન દુરૂસ્ત ૧૧

આયાજો દિલમેં સૈરે ચમનકો ચલે ગયે
બાઝાર ચૌક સૈર તમાશેમેં ખુશ હુયે
બૈઠે ઉઠે ખુશીસે હરઈક જા ચલે ફિરે
જાગે મઝેમેં રાતકો યા ખુશ હો સો રહે
જીતને સખુન હે સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત. ૧૨

---

માટે સર્વ બોલમાં બોલ એટલોજ છે કે પરમાત્મા સર્વને આબરૂથી અને તનદુરસ્તીથી રાખે.

૧૧. જો દિલમાં નીશો કરવાનું મન થયું તો સત્વર બજારમાંથી ને નીશો કરવાની વસ્તુ મંગાવી લીધી. પોતાના પ્રેમી અને અત્યંત નિકટની પ્રેમીવસ્તુને ગળે લગાવી લીધી અર્થાત આલિંગન આપવામાં આવ્યું માટે જેવું જેણે માગ્યું તેવું તનદુરસ્તીને અંગે આપવામાં આવ્યું. બોલ માં બોલ એટલોજ બાજબી છે કે પરમાત્મા સર્વને તનદુરસ્તીથી અને આબરૂથી રાખે.

૧૨. જો મનમાં આવ્યું તો સહેલ કરવા ચાલ્યા ગયા. બજા-

કુદરતસે યહજો તનકી બની હૈ હરેક કલ
જબતક યહ કલ બની હૈ તભીતક બડી હૈ કલ
ગરહો ખુદાનખ્વાસ્તહ ઇક કલભી ચલ બચલ
ફિર ન ખુશી ન ઐશ ન કુછ ઝીન્દગીકા ફલ
ઇતને સખુન હૈ સબમેં યહી હૈ સખુન દુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત. ૧૩

અદના હો યા ગરીબ તવંગર હો યા ફકીર
યા પાદશાહ શહરકા યા મુલ્કકા વઝીર
હૈ સબકો તનદુરૂસ્તી વ હુર્મતહી દિલ પઝીર
જો તુને અબ કહાસો યહાં સચ હૈ અયે નઝીર

રમાં, ચોકમાં, કે તમાશામાં ઉભા રહી આનંદ કર્યો, ખુશીથી હર્યા-ફર્યા; અને બેઠા ઉઠયા કિંવા આખી રાત મઝામાં જાગ્યા, અથવા ખુશીથી ઉંઘ્યા. પણ એ બધું તનદુરૂસ્તી હોય તોજ બને છે. માટે બોલમાં બોલ એટલોજ કે પરમાત્મા સર્વને તનદુરસ્તીથી અને આબરૂથી રાખે.

૧૩. પરમાત્માની કુદરતથી આ શરીરની દરેક કળો રચાએલી છે. તે જ્યાં સુધી બની બનેલી છે ત્યાં સુધી જીવને કળ અર્થાત ચેન રહે છે. પણ ન કરે નારાયણ ને તેમાંની એક કળ પણ ગભળડબળ થઈ જાય છે, તો પછી ખુશી કે શોખ કિંવા આરામ તેમજ જીંદગીનું કંઈ ફળ રહેતું નથી. માટે બોલમાં બોલ એટલોજ કે પરમાત્મા સર્વને આબરૂ અને તનદુરસ્તી બક્ષે એટલે બસ.

છતને સખુન હૈ સખમેં યહી હૈ સખુનદુરૂસ્ત
અલ્લાહ આબરૂસે રખે ઔર તનદુરૂસ્ત. ૧૪

## खुदाय ज़मीन व आसमां-१२

અયે દિલ કહીં તુ જાકે ન અપની ઝુબાં હિલાય
ઔ દર્દ અપને દિલકા કિસીકો તુ મત સુનાય
માંગ ઉસ્સે જીસકે હાથસે તૂ પેટભરકે ખાય
મશહુર યહ મસલહે કહું કયા મેં તુજસે હાય
ગૈર અઝ ખુદાકે કિસમેં હય કુદરતજો હાથઉઠાય
મકદૂર કયા કિસિકા, વહી દે વહી દીલાય. ૧

૧૪. કોઇ નાનો કિંવા ગરીબ, શ્રીમંત કે ફકીર સાધુ હોય, શહેરનો મોટો પાદશાહ કે આખા મુલકનો વઝીર-વડો પ્રધાન હોય, પણ તનદુરસ્તી હોય તોજ તેનુ મન આનંદમાં રહે છે. એમ નઝીર કવિ કહે છે કે, મેં જે વાત કહી તે સત્ય છે ને બોલમાં બોલ એટલોજ છે કે પરમાત્મા સર્વને તનદુરસ્તીથી અને આબરૂથી રાખે.

### જમીન આકાશ સર્વત્ર વિશ્વંભર.—૧૨

૧. અરે મન તું કંઇપણ જાઇને તારી જીભ હલાવીશ નહિ અને તારા દીલની પીડા કોઇને પણ જઇને સંભળાવીશ નહીં. માત્ર તેની પાસે માગજે કે જેનાથી તુ પેટ ભરીને ખાય છે. હું તને શું કહું ? જો તારું પોષણ કરવાનો એજ જગપ્રસિદ્ધ માર્ગ છે. કારણ કે ઇશ્વર વગર બીજા કોઇની કુદરત નથી કે હાથ ઉઠાવી આપી

કાદિર કદિર ખાલિકો હાકિમ હકીમ હૈ
માલિક મલીક હેય તવાના કદીમ હૈ
દોનો જહાંમે ઝાત ઉસિકી કરીમ હૈ
યાની ઉસીકા નામ ગફૂરૂર્રહીમ હૈ
ગૈર અઝ ખુદા કે કિસમેં હૈ કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વડી દે વડી દીલાય. ૨

સત્તાર ઝુલજલાલ ખુદાવન્દ કિ દિગાર
રઝઝાક કારસાઝ મદદગાર દોસ્તદાર
ઇન્સાન્ દેવ જીન વ પરિ કિલો મોરોમાર
જારી ઉસિકે હાથસે હૈં સબકો કારોબાર
ગૈર અઝ ખુદાકે કિસમેં હૈ કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વડી દે વડી દિલાય. ૩

---

શકે. કોઇની મકદુર નથી કે કોઇ તને આપે એનો તેજ આપે છે અને અપાવે છે.

૨. જો ? પરમાત્મા ગુણવાનની કદર કરનારો અને જગતના હાકેમનો પણ તે હકીમ છે જગતના માલીકનો પણ તે માલેક છે. આલોક અને પરલોક બન્નેમાં એજ કરીમ વિશ્વંભર કર્મફલપ્રદાતા છે. અને તેનું નામજ જ્યોતિર્મય સતચિત્ અને આનંદસ્વરૂપ પરમાત્મા છે. તે પરમાત્મા શીવાય બીજા કોઇમાં પણ કુદરત નથી, કે સામે હાથ ઉઠાવી આપી શકે. કોની મકદુર છે ? એનો તેજ આપનાર અને અપાવનાર છે.

૩. બધા મનુષ્યનો વ્યવહાર તે વિશ્વંભર, તે પરમાત્મા, તે

કહને કે તઇ અગર્ચે વહ અબ બેનિયાઝ હે
પર સબ નિયાઝ મન્દોકા, ઉસપરહી નાઝ હે
જીતને હે બન્દે સબકા, વહ બન્દા નિવાઝ હે
જીતની હે ખલ્ક સબકા વહી કારસાઝ હે
ગૈર અઝખુદા કે કિસમેં હે કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વહી દે વહી દીલાય. ૪

અહલે જહાંમે જીતને તુ ઇન સબકા છોડ હાથ
નહિ ચાંવ પડ કિસિકે તુ અયે દિલ ન જોડ હાથ
દો હાથવાલે જીતને હે હન સબસે મોડ હાથ
ઉસ્સેંહી માંગ જીસકે હે અબ સો કરોડ હાથ
ગૈર અઝ ખુદાકે કિસમેં હે કુદરત જો હાથ ઉઠાય

---

સચરાચર હજાર હાથનો ધણી ચલાવે છે. માણસ, દેવ, જીવ કે અપ્સરા ગમે તે હોય પણ સર્વની બાજી તેના હાથમાં છે. માટે તે પ્રભુની મરજી સીવાય બીજાની કોની કુદરત છે કે હાથ ઉઠાવી આપી શકે. તેના સિવાય કોની મકદુર છે ? એનો-તેજ આપનારો અને તેજ અપાવનારો છે.

૪. અમુક ધર્મિષ્ટ અને અમુક અભિમાની છે પણ તે સર્વના ઉપર તે પ્રભુનું અંકુશ છે; જેટલા તેના ભક્ત છે તેમનો તે સર્વનો બેલી છે. આખા જગતનો તેજ વ્યવસ્થાપક છે માટે પ્રભુ સીવાય કોનામાં કુદરત છેકે હાથ ઉઠાવી આપવા સમર્થ થઇ શકે? તેના સિવાય કોની મકદુર છે? એતો તેજ આપનારો અને તેજ અપાવનારો છે.

મકદૂર કયા કિસિકા વહી દે વહી દીલાય. ૫
ઉસકે સિવા કિસિકે કને ગરતુ જાયગા
ઈસ આબરૂકો અપને તુ નાહક ગંવાયગા
શર્મિંદા હોકે યોંહી તુ ખાલી ફિર આયગા
બિન હુકમ ઉસકે યાર તુ ઇક જો ન પાયગા
ગૈર અઝ ખુદાકે કિસમેં હે કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વહી દે વહી દિલાય. ૬
. ઝર સીમોલાલો દુરકી લુબારી ઉસીસે માંગ
સંદુકોં માલોં ધનકી પેટારી ઉસીસે માંગ
બેટા જો માંગના હે તો જારે ઉસીસેં માંગ

૫. આખા વિશ્વમાં જેટલાં છે તે બધાનો હાથ પકડવો મુકીદે? અને કોઇને પગે ન પડતો વા કોઇને હાથ જોડીશ નહિં? એ હાથ-વાળા જેટલા છે તેમનાથી હાથ વાળેલા કાઢી નાંખજે? અર્થાત તે મની પાસે માગીશ નહિ. માગ તે પ્રભુની પાસે કે જેને કરોડ હાથ છે. તેના વગર કોની કુદરત છે કે હાથ ઉઠાવી આપી શકે? કોઇની મકદુર નથી તેજ વિશ્વભર સર્વેને આપનાર અને અપાવનાર છે.

૬. તે પ્રભુ સિવાય તું કદી બીજા પાસે માગવા જઇશ તો તારી આબરૂને નાહક ગુમાવીશ. શરમિંદો થઈ તારે નોરાશ થઇ ત્યાં થી પાછા આવવું પડશે; કારણકે તે પ્રભુના હુકમ સીવાય એક જવ પણ તને મળનાર નથી. માટે પ્રભુ વીના બીજા કશામાં કુદરત નથી કે હાથ ઉઠાવી આપી શકે; કોની મકદુર છે? તેજ પ્રભુ સર્વને આપ-નાર અને અપાવનાર છે.

કોડી ભી માગની હૈ તો પ્યારે ઉસીસે માંગ
ગેરઅઝ ખુદાકે કિસમેં હય કુદરત જો હાથ ઉઠાય
મક્દૂર ક્યા કિસીકા વહી દે વહી દિલાય ૭

ગર વહ દિલાયા ચાહે તો દુશ્મનસે જા દિલાય
ઓ જો ન દે તો દોસ્તભી ફિર અપના મ્હું છિપાય
બિન હુકમ ઉસ્કે રોટીકા ટુકડા ન હાથ આય
ગર ચિંન્ગુ પાની માગે તો હરગિઝ ન કોઇ પિલાય
ગેર અઝ ખુદાકેકિસમેં હય કુદરત જો હાથઉઠાય
મક્દૂર ક્યા કિસિકા વહીં દે વહી દિલાય ૮

---

૭. પૈસો ટકો વીગેરે સર્વ વસ્તુ તે પ્રભુ પાસેથી માગી લે? ધન માલ પદાર્થ પદારથ એ પણ સર્વે તેની પાસેથી માગી લે? દીકરો દીકરી વીગેરેની ઇચ્છા હોય તો તે પણ તેની પાસેથી માગી લે? અને કોડી પણ જોઇયે તો તેની પાસેથી માગી લે? કારણ કે તે પ્રભુ સીવાય બીજી કઇ વસ્તુમાં કુદરત છે કે સામે હાથ ઉઠાવી આપી શકે? તેજ આપનાર અને અપાવનર છે.

૮. જો તે પ્રભુ આપવા માગે તો દુશ્મન પાસેથી પણ અપાવી શકે છે. અને જો ન અપાવા માગે તો ખાસ મીત્ર હોય તોપણ આપવામાં મ્હોડું છુપાવે છે માટે તે પ્રભુના હુકમ સિવાય એક સુકા રોટલાનો કકડો પણ પ્રાણીને મળી શકતો નથી. જો તેનો હુકમ ન હોય તો ચાંગળુ પાણી પણ કોઇ પાતું નથી. માટે તે પરમાત્મા સિવાય બીજા કોનામાં કુદરત છે કે હાથ ઉઠાવી આપે? કોઇની મક્દુર નથી એતો તેજ આપનાર અને અપાવનાર છે.

અરદાર, જીસકો સમજે હૈ તૂ સેઠ સાહુકાર
યહ સબ ઉસીસેં માંગે હૈ દીનરાત બારબાર
હરગિઝ કિસિકે સામને મત હાથકો પસાર
પૂરી તેરી ઉસિકે હિયેમે પડેગી યાર
ગૈર અઝ ખુદાકે કિસમે હૈ કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વહી દે વહી દિલાય. ૯

અરદાર માલદારકે મત ફિરતુ આસપાસ
મુહતાજ હોકે આપ વહ બેઠા હૈ જી ઉદાસ
માબાપ યાર દોસ્ત જીગર સગરેં હો નિરાસ
હરદમ ઉસી કરીમકી રખ આપને દિલમે આસ
ગૈર અઝ ખુદાકે કિસમેં હ કુદરત જો હાથ ઉઠાય
મકદૂર કયા કિસિકા વહી દે વહી દિલાય. ૧૦

---

૯. જેને તું શ્રીમંત શેઠ શાહુકાર સમજે છે તેઓ પણ બધા તેજ પ્રભુ પાસે વારંવાર રાતદિનમ માગ્યા કરે છે, માટે તું કોઇના આગળ તારો હાથ પસારીશ નહિ. કારણ કે તારૂં તે વિશ્વભરના આપ્યા સિવાય પુરૂં પડવાનું નથી. તે પ્રભુ સિવાય બીજા કોની કુદરત છે કે હાથ ઉઠાવે ને આપે? કોઈની મકદુર નથી. એતો તેજ આપનાર અને અપાવનાર છે.

૧૦. ધનીક અને શ્રીમંતોની આસપાસ ખુશામત કરી કરી ઘુમીશ નહિ; કારણ કે તેઓ પોતેજ મોહતાજ નિરાશ અને ઉદાસ થઇને બેઠા છે ત્યાં તને શું આપવાના હતા? કંઇ નહિ. માબાપ, મિત્ર, સ્નેહી વીગેરે બધાની આશા છોડી, નિરંતર તે વિશ્વંભર પ્રે-

ઉમદે હૈ જીતને ખલ્કમેં કયા શાહ કયા વઝીર
અલ્લાહી બસ ગની હૈ મિંયા ઐ હૈ સંબ ફકીર
કયા ગંજો ગુલ્કો માલો મકાં તાજ કયા સરીર
જો માંગના હૈ ઉસ્સેહી માંગો મિંયા નઝીર
ગૈર અઝ ખુદા કે કિસમેં હૈ કુદરત જોહાથઉઠાય
મકદૂર કયા કિસિકા વહી દે વહી દીલાય. ૧૧

## फेनाय जहां–१२.

ગર તાજ સિરપે રખકર અફસર હુઆતો ફિર કયા
ઐ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા
માહે અલમ મરાતિબ પુરઝર હુઆ તો ફિર કયા

---

માત્માનાં આશા રાખજે? કારણ કે તે પ્રભુ સિવાય બીજા કોની મકદુર છે કે હાથ ઉઠાવે ને આપે? કોઇની મકદુર નથી એ તો એજ આપનાર અને અપાવનાર છે.

૧૧. આ દુનિયામાં રાજા પ્રધાન જેટલા છે તે બધા પરમાત્માના બનાવેલા છે જેથી ઉમદા અથવા સર્વોત્તમ છે. ગામ મુલક માલ મકાન તાજ શરીર વીગેરે સર્વ પરમાત્માની કુદરત હોવાથી પરમાત્મ સ્વરૂપ છે; માટે શાયર નઝીર કહે છે કે જે માગવું હોય તે પરમાત્મા પાસે નિરંતર માગ? કારણ કે તે પ્રભુ સિવાય બીજા શેમાં કુદરત છે કે હાથ ઉઠાવી આપી શકે? કોઇની મકદુર નથી. એ તો એજ સર્વેશ્વર સર્વને આપનાર અને અપાવનાર છે.

નૌબત નિશાં નકારા દરપર હુઆ તો ફિર કયા
સબ મુલ્ક સબ જહાંકા સરવર હુઆ તો ફિર કયા
ઐ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા. ૧

રખ કરકે ફૌજ લશ્કર કી સલ્તનત પનાહી
ફેરી દોહાઇ અપની લે માહ તાબ માહી
જબ આનકર ફેનાકી સિરપર પડી તબાહી
ફિર સર રહા ન લશ્કર ન તાજ પાદશાહી
દારા ઔ જમ સિકંદર અકબર હુઆ તો ફિર કયા
ઐ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા ૨

યા ઝાતમેં કહાયે નામી અસીલ ઝાતી
જમશેદ ફરકે પોતે નૌશેરવાંકે નાતી

---

નાશવંત જગત.—૧૩.

૧. માથા પર મોટા મુગટ ધારણ કરી અધિકારી થયો તેથી શુ? અથવા તો મોટા રાજ્યનો સ્તંભરૂપ થયો તેથી શું? ઘેર મોટી નોબતો અને નગારાં વાગતાં હોય અને મોટો મોભાદાર થયો તેથી શું? આખા દેશનો ઉપરી થયો તેથી શું? કારણ કે આખરે દેહ વિલાતા સર્વ નાશ પામે છે.

૨ ફોજો અને લશ્કરનો વૈભવ અને મોટી બાદશાહી હોય અને પોતાની દુહાઇ અર્થાત આણ ફરતી હોય, પણ જ્યાં અવસાન આવ્યો કે પછી તે બાદશાહી, તાજ-મુકુટ લશ્કર કે ફોજ બધુએ વિલાઇ જાય છે પછી ભલે દારા, સિકંદર કે મોટો અકબર જેવો હોય તો પણ શું? દેહ વિલાતાં સર્વ નાશ પામે છે.

થૈ આપ મિસ્લે દુલ્હા ઔ ફોજથી બરાતી
જબ ચલ બસે તો કોઇ ફિર સંગ થા ન સાતી
મુલ્કો મકાં ખઝાના લશ્કર હુઆ તો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૩

યા રાજબંસિ હો કર દુનિયામેં રાજ પાયા
ચિટ્ટોરગઢ સિતારા કાલિંજરા બનાયા
જબ તોપને અજલ કે આ મૂરચા લગાયા
સબ ઉડ ગયે હવાપર કોઇ ન કામ આયા
ગઢ કોટ તોપ ગોલા લશ્કર હુઆ તો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૪

---

૩. ગમે તો ન્યાનમાં ખાનદાન અને જાનવંત ઉંચા કુળના થયા તેથી શું? કીવા મોટા જમશેદ જેવા કે નૌશેરવાં બાદશાહની ન્યાત વાળા થયા તેથી શું? જો કે પોતે જુવાન અને મોટી ફોજવાળા હતા તોપણ જ્યાં અંત આવ્યો અને ચાલ્યા ગયા એટલે તેમાંનું કશુએ સંગે આવ્યું નહિ કે સાથી થયું નહિ. પછી ઘેર મોટા મુલકો, ખજાનો અને લશકર હોય તોપણ તેથી શું? દેહ વિલાતાં સર્વ નાશ પામે છે.

૪. દુનિયામાં મોટા રાજવંશી થઇને સુખ ભોગવ્યું. ચિતોડ સનારા કાલિંજરના કિલ્લા જેવા મોટા કિલ્લાઓ બનાવ્યા પણ જ્યાં યમરાજની ફોજનો ગોળો વાગ્યો કે બધુએ હવામાં ઉડી ગયું; કંઇ પણ તેમાંનું કામ આવ્યું નહિ પછી તોપ, ગોળો, લશ્કર વિગેરે હોય તેથી શું થયું? દેહ વિલાતાં સર્વ નાશ પામે છે.

કિતનો દિને યે શુલથા નોબાબ હૈં યહ ખાં હૈં
યહ ઈબ્ન પંજ હજારે યહ આલી ખાન્દાં હૈં
જાગીરો માલો મનસબ ગો આજ ઇન્કે હાં હૈં
દેખા તો ઇકધડીમેં નહિં નામ નહિં નિશાં હે
દો દિનકા શોરચર્ચા ઘરઘર હુઆ તો ફિર કયા
ઔા બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કુયા ૫

કહતાથા કોઇ દેખો યહ હૈ અમીરખાંજી
• ઔા હૈં યહ ખાનખાનાં ઔા યહ મશીરખાંજી
પંજા ઉઠા કઝાકા જબ આયે શેરખાંજી
ફિર કિસકે મીરખાંજી કિસકે વઝીરખાંજી
ઉમદા ગની તવંગર બાઝર હુઆ તો ફિર કયા
ઔા બડે સલતનતકા ગૈહર હુઆતો ફિર કયા. ૬

---

૫. ઘણા કહેશે કે આ તો ઘણા દિવસ સુધી લાલમુંદ જેવો રહ્યો; ઘણા કહેશે કે આ તો ફલાણો નવાબ છે, અને ફલાણો તો મોટો ખાં છે, ફલાણો દેવ જેવો છે, અને ફલાણો મોટો ખાનદાન છે. આજકાલ ફલાણાને ત્યાં બધો માલ છે, પણ જ્યાં કાળનો ગોળો છુટયો કે એક ઘડીમાં તેનું નામ કે નિશાન રહ્યું નહી માત્ર બે દિવસ શોર બકોર અને ચર્ચા પછને બંધ થઇ ગયું ગમે તે હોય તેથી શું? દેહ વિલાનો સર્વ નાશ પામે છે.

૬. કોઇએ કહ્યું કે જુઓ ભાઇ આ અમીરખાનજી છે. આ ખાનખાનાન અને આ તો મશીરખાંજી છે. પણ કાલરૂપી શેરખાનજીનો પંજો જ્યાં વાગ્યો કે પછી કોના મિરખાનજી અને કોના વઝીર-

કહતાથા કોઇ ઘોડા હૈ નામદારખાંકા
યહ પાલકી યહ હાથી હૈ ઝુલ્ફકારખાંકા
આયા કદમ અજલકે જબ તીસમારખાંકા
ખરલી કહીં ન દેખા ફિર શહસવારખાંકા
અપ્પાન મૈંક ઠમ્બર દરપર હુઆ તો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા, ૭

કહતાથા કોઇ ડેવઢી હૈ ખાનેમેહરબાંકી
યહ બાગ યહ હવેલી હૈ મહલેદારખાંકી
જબ રાજને કઝાકે કરની બસૂલી ટાંકી
ઇક ઈંટભી ન પાઇ હરગિઝ કિસિ મકાંકી
રંગી મહેલ સુન્હરા ઘર દર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૮

---

ખાનજી? પછી ઉત્તમગુણી-ગુણવાન કે મોટો શ્રીમત કિંવા મોટી દોલતવાળો હો તેથી શું?

૭. કોઇએ કહ્યું કે આ ઘોડો તો નામદારખાંનો છે. આ પાલખી, આ હાથી વીગેરે જુલ્ફકારખાંનું છે. પણ જ્યારે કાલરૂપી તીસમારખાંનું આગમન થયું ત્યારે શહસવારખાનજીનું એક ગપેડું પણ નજરે ન પડયું. પછી તેમને ઘેર પાલખી વીગેરે વૈભવોનો મેઘા ડમ્બર જેવો ઠાઠ હોય તોપણ તેથી શું?

૮. કોઇએ કહ્યું કે આ દેવડી ફલાણા ખાનસાહેબ મહેરબાનની છે આ બાગ, આ હવેલી, ફલાણા મેહેલદાર ખાનસાહેબની છે. પણ જ્યાં અવસાનની વેળા આવીને ઉભી રહી કે પછી એ દેવડી, એ

કિતનોંને પાદશાહી કયા કયા ખિતાબ પાયા
મોહરેં બડી ખોદાઇ સિક્કા બડા બનાયા
જબ આનકર કેનાને નામો નિશા મિટાયા
વહનામ ઓર વહ સિક્કા ઢૂંઢા કહીં ન પાયા
દો દીનકા મ્હોર છાપા હરપર હુઆતો ફિર કયા. ૯

ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા
જાગીરમેં કિસિને ઝરરેઝ મુલ્ક પાયા
કર બન્દોબસ્ત અપના નઝમોનસક બિઠાયા
લેકર સનદ અજ્લકા જબ ફોજદાર આયા
ઇક દિનમેં હુકમો હાસિલ સબ હોગયા પરાયા
હાંસી હસાર હઠ્ઠા ભક્કર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૧૦

---

બાગ, એ હવેલી અને એ મકાનની એક ઇટ પણ હાય ન આવી પછી તે મોટા રંગમેહલ વા સોનાનું ઘર હોય તો પણ તેથી શું?

૯ સેંકડોને પાદશાહી અને ઇનામો-ચાંદો મળ્યા અને સોનાના મોટામોટા શીક્કાઓ મ્હોર છાપો મેળવી નામ કર્યા પણ જ્યારે અંતની ઘડી આવીને ઉભી રહી અને તે નામ નિશાનનો જ્યા તેણે નાશ કર્યો એટલે એ નામ કે શીક્કો બેમાનું કશું પણ ના રહ્યું, પછી બે દીવસને માટે તે ચાંદો, ઇનામો, શીક્કા, મ્હોર, છાપો ઘેર રહી તોપણ તેથી શું?

૧૦. કોઇને જાગીરમાં મોટા મુલક મળ્યો તેમાં તેણે કદાચ પોતાનો વરતાવી ડંકો વગાડયો, અને ભારે બંદોબસ્ત રાખ્યો

કહેતા થા, કોઇ લશ્કર હૈ તુર્રેબાઝખાંકા
યહ એમાં શામિયાના હૈ શહસવારખાંકા
આયા કટક અજલકા જબ ચઢકે બાઝખાંકા
સરભિ કહીં ન પાયા ફીર સરફરાઝખાંકા
સરદાર મીર બક્ષી બઠ કર હુઆ તો ફિર કયા
ઔર બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૧૧

હાથી પે ચઢકે નીકલે યા ખાસે ઘોડે ઉપર
યા નાલકી સભાલિ યા પાલકી કી ઝાલર
યા લે સુરાહિ હુક્કા દૌડે જલીબ અંદર
જબ આ અજલ પુકારે સાહેબ રહા ન નોકર
આકા હુઆ તો ફિર કયા નોકર હુઆ તો ફિર કયા
ઔર બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૧૨

---

પણ જ્યાં તેને કાલરૂપી ફોજદારે પકડયો કે તરત એ બધો અમલ અને અધિકાર પરાયો થઇ ગયો. પછી ચાર દીવસ પાછળ ચર્ચા, ઠઠ્ઠો મશ્કરી નીંદા કે સ્તુતિ થઇ તોપણ તેથી શું?

૧૧. કોઇએ કહ્યું આ લશ્કરતો તુર્રેબાજખાંનું છે આ શામીયાનો શહસવારખાનો છે, પણ જ્યારે મ્હોતનું રૂપી બાજખાનું કટક આવી તેમના ઉપર ચડ્યું એટલે સરફરાઝખાંનું એક ધડ પણ હાથ ન આવ્યુ. પછી સરદાર, અમીર, બક્ષી, કે તેનાથી પણ મોટો હોય તોપણ તેથી શું?

૧૨. હાથીપર ચઢીને નીકળે કે ખાસા ઘોડા ઉપર બેસીને નીકળે, પાલખીની ઝાલર ઝાલીને ચાલે કે ઘોડાનો ખાસદાર થઇને, યા,

યા રખકે ઇક કલમદાં ઔ કલ્મ કો ઉઠાકર
જોડે હિસાબ લાખોં ચેહરે લિખે સરાસર
જબ ઉમ્રકી કચહરી ઝાંખી કઝાને આકર
ફિર આપ ન કલમદાં કાગઝ રહા ન દફતર
મુન્શી વકીલ દિવાં મર્મર હુઆ તો ફિર કયા
ઔર બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા  ૧૩

યા લે કઝાકી ખિદમત હો બૈઠે આપ કાઝી
મહઝર કબાલા લિખ્ખે કઝીયે ચુકાયે શરઇ
એલામ લે કઝાકા જબ આફિના પુકારી
ફિર મુહકમા ન ઝઘડા કાઝી રહાન મુફતી
કોઠા લમેદ દર્દ દરપર હુઆ તો ફિર કયા
ઔર બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા  ૧૪

---

સુરાઇ કે હુકો લઇને ગયા પણ જ્યારે અવસાન આવ્યો કે
ઠી માલીક પણ ન રહ્યો કે નોકર પણ ન રહ્યો પછી અધિકારી
ાય કે નોકર હોય તેથી શું?

૧૩. મ્હોં આગળ કલમદાન રાખી કલમ ઉઠાવી લાખોના હિ
ાબો કર્યા અને ખરી સરાસરી કાઢી પણ જ્યાં આયુષ્યની અવધિ
માની પહોંચી કે પછી કલમદાન, કાગળ કલમ કે દફતર તેમાંનું કશુ
ણ ન રહ્યું. પછી ચ્હાય તો મુનશી, વકીલ, દીવાન, ગમે તે
કાય તેથી શું?

૧૪ મરણની વેળા સુધારનાર સેવ્ય રૂપ મોટા કાજી થઇને એવા
ાને મોટા મોટા ઠરાવો લખ્યા અને સેંકડો કજીઆનો ચુકાદો આપો

કુતવાલ બનકે બૈઠા યા સદ્ર હો શુકરર
ફાસિક ડરે હઝારો ઔ ચોર કાંપે થરથર
આયા કઝાકા મર્ધા જીસ દમ છુરી ઉઠાકર
કુતવાલી ઔ સદારત સબ હો ગઈ હવાપર
દો દિનકા ઔર ખતરા ડરડર હુઆ તો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા ૧૫

કહેતેયે કિતને હમતો હૈ ઝાતમે કલાંજી
હમ શેખ હમ મોગલ હૈ હમ હૈ પઠાન હાજી
જીસ દમ કઝા પુકારે અબ ઉઠ ચલો મિંયાંજી
ફિર શેખજી ન સૈયદ મિરઝાં રહે ન ખાંજી
ઝાતી હમ બન સબકા જૌહર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૧૬

---

પણ તેમનો જ્યારે અવસાન સમય આવ્યો એટલે પછી મુકરદમો, કછયો કે તે કાજી તેમાનુ કોઈ પણ ન રહ્યું. પછી ઘેર મોટો વૈભવ અને અમલ હોય તેથી શું?

૧૫. અમુક ભાગ કે સદરના મોટા કોટવાળ થઇને બેઠા અને જેનાથી ચોરો થરથર ધ્રુજે અને જેનાથી હજારો ડરે એવા થયા પણ જ્યાં કઝા અર્થાત મ્હોત રૂપી કાલ છરી લઇને આવ્યો એટલે એ કોટવાળી અને અમલ વીગેરે સર્વ હવામાં ઉડી ગયું બે દીવસ ભય, ચિંતા, જોખમ વીગેરે હોય તેથી શું?

૧૬. કેટલાક કહે છે કે અમે તો જાતમાં મોટા છીએ. કોઇ કહે અમે શેખ, તો કોઈ કહે અમે મોગલ અને અમે પઠાનની

યા લેકે ઝર જહાંમે કરને લગે તજારત
યા સેઠ બનકે બૈઠે ખાસી બના ઇમારત
ખોલી કઝાને બહિયાં જબ કરકે ઇક્ઇશારત
સબ કોઠી ઔ઼ં દુકાનેં કરડાલી દમમેં ગારત
માલોં મકાં જવાહિર ઓ ઝર હુઆતો ફિર કયા
ઓ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા. ૧૭

યા હો સિપાહિ બાંકા તિરછા બડા કહાયા
બલ્દાર બાંધ ચિરા તુર્રેકો જગમગાયા
ફોનોમેં જાકે કુદા લાખોં તંઇ ભગાયા
જબ રેહું અજલકા દેખા ફિર કુછભી બન ન આયા
ઇક્તા શુર્જા બહાદુર સફદર હુઆ તો ફિર કયા
ઓ બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા ૧૮

---

જતના છીએ. પણ જ્યારે કાલે આવીને કહ્યું કે " મિયાં-ભાઇ-ચાલો? એટલે ચાલ્યા ગયા ત્યાર પછી તે શેખ, સયદ, મીરઝાં કે મોટા ખાં પણ ન રહ્યા. બધી જાતીઓમાં મોટા આગેવાન થયા તોપણ તેથી શુ?

૧૭. પૈસો લઇ દુનિયામાં મોટી પ્રકૃતિ કરી કીર્તિ મેળવી અને મોટાં શેઠ થઈ મોટી ઇમારત બનાવીને બેઠા, પણ જ્યારે કાળરૂપી અપમાન આવ્યો અને તેની વહીઓ પ્રસારતથી વચાવવામાં આવી ત્યારે બધી કોઠીઓ અને દુકાનો સર્વે દેહોત્સર્ગ થતાં વિનાશ ગઈ પછી ધન માલ અને જમીન જાગીર અને જામીનથી આખું ઘર ભર્યું હોય તોપણ તેથી શું?

૧૮. મોટો બાંકો સિપાઇ થઇને મોટો શુરવીર કહાવ્યો અને

ઘોડા ઉઠાકે કૂદા ફોજેમેં હો દિલવિર
મારે તપચે ભાલે ખા લી કટાર જમધર
મારા કઝાને ભાલા જીસદમ હેનાકા આકર
ફિર મરદુમી શજાઅત સબ હો ગઇ બરાબર
ખૂદો સિલાહ ચિલ્તા બકતર હુઆ તો ફિર કયા
ઓ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૧

યા ખાના જંગી લશ્કર ખાયા બદનમેં ટાંકા
મોછોંકો તાવ દેકર સો દો સો હાત હાંકા
જબ ઘૂરકર કઝાકે બાંકે ને આકે ઝાંકા
ટેઢા રહાન તિરછા ગુંડા રહાન બાંકા
તેગા સિપર કરાબેં જમ્ધર હુઆ તો ફિર કયા
ઓ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૨

---

વગદાર પટકો બાધીને તેમાં તોરાને ઉપર રાખીને બરાબર દીપાવ્યે તે રણુમંધામ કે બેનરમાં જઇને કુદ્યો પણુ તેને જયારે મ્હોતે આવ પંજામાં લીધો અને કાળનું મુખ જયાં તેણે જોયું કે પછી કશુંય તેનાથી બન્યું નહિ પછી મોટા સીપાઈ શુરવીર કે રણુંધીર બહા નર થયો હોય તોપણુ તેથી શુ ?

૧૯. ફોજ અર્થાત લશ્કરમાં ઘોડાને કુદાવીને દુશ્મન ઉપ કુદ્યા. તમચા, ભાલા, કટાર, જમૈયાથી લડયા અને રણુધીર કહેવાય પણુ જયારે કાલનો ભાલો વાગ્યો એટલે બધી મરદાઇ અને વીર સઘળું જતું રહ્યું; પછી બખ્તરથી કે ખુદ્દ્લે દીલે ગયાં તોપણુંતેથી શુ

૨૦. જે મોટી મોટી લડાઇઓ લડી જેના શરીરમાં ઘા

થાહો હકીમ હાઝિક કરને લગે તબાબત
મુર્દોકો જા જીલાયા ઈસાકી લિ કરામત
ખોયે મરઝ હઝારોં ધોયે હરેક ગફલત
જબ આઈસિરપે અપને ફિર કુછચલી ન હિકમત
લુકમાન યા ફૂલાનૂં આકર હુઆતો ફિર કયા
ઓ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૨૧

યાહો નજૂમી કામિલ તારોંકો છાન ડાલા
સૂરજ ગહન બિચારે ચન્દર ગહન નિકાલા
બુર્જો સિતારે બાંધે યહ કામકો સંભાલા
જબ વક્ત આપના આયા ઉસ વકતકો ન ટાલા
જોતિશ ન મ પંડીત પઢકર હુઆતો ફિરકયા

---

બાંસ પડ્યાં છે. અને મુછ પર તાવ દઈને સો બસે દાન મોરચે જઈને લડ્યા છે તેઓને પણ જ્યારે મરણે પરવશ કર્યા ત્યારે વાંસ કે તીરછા કંઈએ ન રહ્યા. પછી નમંચો, બાણો, કટાર, જમૈયો, તલવાર ગમે તે તેમણે ધારણ કર્યું તોપણ તેથી શું?

૨૧. મોટો વૈદ કે હકીમ બની સારવાર કરવા લાગેલો હોય ઈસાની કરામત શીખી મુડદાઓને સંજીવન કરતો હોય, હજારોના રોગોનું નિવારણ કરતો હોય અને દરેકના પાપનો નાશ કરનાર અમૃત પીનારો હોય પણ જ્યાં (કાળની ફોજ) પોતાને માથે આવી પડી પછી કોઈપણ તેની યુક્તિ કામે લાગતી નથી. પછી મોટો લુકમાન અને ધન્વંતરી વૈદ જેવો થયો તોપણ તેથી શું?

ઐાૈ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા ૨

યા પઢકે વહ કિતાબે ઓં કર ઇલમકો હાસિલ
ગા ભૂત જીન ઉતારે મશહૂર હોકે આમિલ
જબ દેવકા અજલકે સાયા હુઆ મુકાબિલ
મુલ્લાં રહા ન સ્યાના આમિલ રહા ન ફાઝિલ
તાવીઝ ફાલ જાદૂ મન્તર હુઆ તો ફિર કયા
ઐાૈ બડે સલ્તનતકા ગોહર હુઆતો ફિર કયા. ૨૩

માથે પેં ખીંચ ટીકા યા લેકે હાથ માલા
પોથી બગલમેં દાબી ઝુન્નારકો સંભાલા

---

૨૨. ચોતિષ શાસ્ત્ર શીખી મોટો જોશી બન્યો, તારાઓનું પૃથ કરણ અને હિસાબ કરી સુર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ પણ હીસાબ ગણ નક્કીકરી બતાવ્યું, મુહુર્તો નક્ષત્રો કાલ ચોઘડીયુ સર્વને હિસાબમ રાખ્યા, પણ જ્યારે પોતાની અંતઘડીનો વખત આવીને ઉભો રહો ત્યાં તે વખ્ત હિસાબમાં રાખી શકયો નહિ અને મરણને શરણ થવું પડયું પછી જોશી, નજુમી, પંડીત ભણી ભણીને થયો તોપણુ તેથી શું ?

૨૩. ઘણા ગ્રંથો ભણી ભણીને અમુક વિદ્યા સિદ્ધ કરી ભુતે જીન્ન વીગેરે પ્રેતોને મંત્રથી ઉતારી દુનિયામાં મંત્ર-સિદ્ધી પ્રાપ્ત કરી નામ કર્યું; પણ જ્યારે યમરાજ આવ્યો ત્યારે તેની કોઇપણ ઉપાસના મંત્ર કે કીયા કામ નહિ લાગતાં કાલને વશ થવું પડયું. પછી તેનું મુલ્લાંપણું કે વિદ્વાનપણું કે શાણાપણું કે કામેલપણું કશું પણ ના રહ્યું; પછી મંત્ર-જંત્ર જાદુ વિગેરે સાધનાર ગમે તેવો મંત્રસિદ્ધી પુરુ કહેવરાવ્યો તોપણ તેથી શું?

પુજા કથા બખાને કિતના શબ્દ નિકાલા
કુછ બન સકા ન આયા જબ જાન લેનેવાલા
બેદો પુરાન પઢકર મિસ્સર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૨૪

યા પીકે મૈં કિસિને કી ઐશ કામિયાબી
લૂટા નશેમેં હરજા કર દિલસે બેહિજાબી
જીસદમ કઝાને અપની ઝમકાઇ ઈક ગુલાબી
ફિર મૈં રહીન મીના ન મસ્ત ન શરાબી
ઈકદમ લબોં પે મૈકહ સાગર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૨૫

હુસ્નો જમાલ પાકર યા ખૂબરૂ કહાયા

---

૨૪. કપાળમાં તિલક કરી, હાથમાં માળા લઇ, બગલમાં પોથી મારી, લોકોનો મોટો ઉપદેશક થઇને બેઠો, અને તેની કથાને લોકો ખુબ વખાણી વાજ આવ્યા પણ જ્યારે કાલે આવીને ઘેર્યો એટલે વેદ, પુરાણ, કથા, પુજા અને પોથી તેનું કંઇપણ કામ ન આવ્યું. પછી મોટો ચતુર્વેદ પુરાણો ને પોથીઓ ગણી બણી સર્વ વિદ્યા ગુણુમય મોટો થયો તોપણ તેથી શું?

૨૫. કોઇએ દારૂ-મદ્ય પીને અમોશ-સુખ ભોગવ્યું. નિશાની અંદર હૃદયથી હરામીવેડા કરી ઘણા જીવને લુંટી લીધા પણ જ્યારે પોતાની અવસાનની ઘડી આવીને ઉભી રહી ત્યારે મસ્તી કે શરાબી અર્થાત દારૂ પીવાની કુટેવ કે હું હાં કરું એ ન રહ્યું પછી મોટો મહાત્મા થયો તોપણ તેથી શું?

યા ઇશ્કમેં કિસિને જી જાનકો ઘુટાઆ
આકર પડા સિરોંપર જીસદમ અજલકા સાયા
દોનોંમેં ફિર કિસિકો ઢુંઢા કહીં ન પાયા
આશિક હુઆતોફિર કયા દિલબરહુઆતો ફિરકયા
ઔ બડે સલ્તનતકા ગોહર હુઆતો ફિર કયા. ૨૬

યા હોકે પીરઝાદે કરને લગે ફકીરી
કરકે મુરીદ કિતને કી ઉન્કી દસ્તગીરી
જબ પેરહનકી કફની આકર અજલને ચિરી
સબ ઉડ ગઈ હવાપર દમમેં મુરીદી પીરી
મુર્શિદ ફકીર હાવી રહબર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૨૭

---

૨૬. રૂપ, કાંતિ સુંદર હોવાથી રૂપાળો કહેવાયો અને જેણે તેનામાં મોહ પામી ઇશકના માર્યા જીવને રાત દીવસ ધોળ્યાં કીધાં પણ જ્યારે કાળનું તેડું આવ્યું ત્યારે તે રૂપાળો કે તેનાપર મોહીત થનારો બેમાંથી એક પણ ના રહ્યો પછી આશક થયો કિંવા દિલદાર થયો તોપણ તેથી શું ?

૨૭. કેટલાક તો પીરજાદા થઇને ફકીરી કરવા લાગ્યા અને કેટલાકે તેમના ચેલા બની તેમની સેવા ઉઠાવી. પણ જ્યારે તેમના પેરણ વા કફની કાળે આવી ફાડી નાંખ્યાં ત્યારે ગુરૂપણું (પીરી) કે, શિષ્યપણું (મુરીદી) બધુંએ હવામાં ઉડી ગયું તેમાંનું એકપણ ના રહ્યું પછી ભલે મુરશદ, ફકીર, પંડીત કે વિદ્વાન થયા તોપણ તેથી શું ?

• યા સર મુડાંકે બૈઠે આઝાદ હો નવેલે
યા ખુદ મૂંડે કહાકર સૌ રૂપ રંગ ખેલે
મેલે કિયે હઝારોં મુંડે ફકીર ચેલે
જબ આકિના પુકારે જા સો રહે અકેલે
તકિયા હુઇતો ફિર કયા ખિસ્તરહુઆતો ફિરકયા.
ઔર બડે સલ્તનતકા ગૌહર હુઆ તો ફિર કયા ૨૮

જોગી અતિત જંગમ યા સેવડા કહાયા
યા ખોલકર જટાકો યા ઘોટ સર મુંડાયા
તિર્સૂલ લે કઝાકા જબ વકત સિરપર આયા
ન પાલકી કો થાંભા ન આપકો બચાયા
નાનક કબીરપંથી ભર્થરી હુઆતો ફિર કયા
ઔર બડે સલ્તનતકા ગૌહર હુઆતો ફિર કયા. ૨૯

---

૨૮. માથુ મુંડાવીને કે ઓશીયાળા થઇને ફર્યા કે પછી પોતે મુંડ કહાવી અનેક રૂપરંગ ધારણ કરી દુનિયામાં ખેલ્યા કર્યા હજારો મેળા કર્યા અને ફકીરો અને ચેલા પણ મુંડયા પણ જ્યારે મોતને શરણ થયા ત્યારે એકલા જઇને સુઇ રહ્યા કોઇ પણ કામ ન આવ્યું પછી તકીયો હોય તોપણ તેથી શું ને ખિછાનું હોય તોપણ તેથી શું?

૨૯. કેટલાક જોગી જંગમ અને સેવડા કહેવાયા જટા ખુલી મુડીને ફર્યા કે માથુ મુડાવીને ફર્યા. પણ જ્યારે કાળરૂપી ત્રિશુળ માથા પર આવ્યું એટલે ન તેને રોકી શકાયું કે ના તો પોતાને બચાવી શકયા પછી નાનકપંથી કબીરપંથી કે ભરથરી થયા તોપણ તેથી શું?

યા નેક બનકે બેઠે અચ્છે લગે કહાને
યા હોકે બદ હરઈકિકે દિલકો લગે સતાને
આકર બજે અજલકે જબ સિરપે શાદિયાને
થે નેકો બદ જહાંતક સબ લગ ગયે ઠીકાને
બેહતર હુઆતો ફિર કયા બદતર હુઆતો ફિર કયા
ઔ બડે સલ્તનતકા ગોહર હુઆતો ફિર કયા. ૩૦

કયા હિંદુ ઔ મુસલમાં કયા રિન્દો ગોબ્ર કાફર
નક્કાશ કયા મુસૌઅર કયા ખુશ્નવીસ શાયર
જીતને નઝીર હૈં હ્યાં ઇક દમકે હય મુસાફર
રહના નહિં કિસિકો ચલના હૈ સબકો આખર
દો ચાર દિનકે ખાતર હ્યાં ઘર હુઆતો ફિરકયા
ઔ બડે સલ્તનતકા ગોહર હુઆ તો ફિર કયા. ૩૧

---

૩૦. મોટા પ્રમાણીક થઇને બેઠા અને સારા કહેવાયા. અથવા તો જેનો તેાા બુંડાઇ લઈ દરેકને સતાવવા લાગ્યા પણ જ્યારે કાળનો ડંકો શીર ઉપર વાગ્યો એટલે બધી ભલાઇ ભૂડાઇ બધુ ઠેકાણે થઇ ગયું. પછી સારા થયા તોપણ તેથી શું અને નઠારા થયા તો પણ તેથી શું ?

૩૧. હિંદુ મુસલમાન ગુલામ કાફર વીગેરે બધા નઝીર કહે છે એક દમના-ધામના મુસાફર છે કારણ કે કોઇ રહેવાનું નથી આખરે બધાને જવાનું છે પછી બે ચાર દીવસને માટે અહીં ઘર હોય તોપણ તેથી શું ?

